.. કશવલાલ

મેસાણાના,

ગીતિ.

પ્રીયબંધુ છો માહારા,
દુખ દાળીદ્ર આપ માહરાં હરશો;
ચુક હોય જે માહારી,
સ્વીકારીને માફ તમો કરશો.

---


અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે
શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમા
"અમવાદ ટાઈપ્સ પ્રેસ"માં
શા૦ કાળીદાસ સાંકળચંદે છાપ્યું.

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬.

કીમત ૨ આના

# ૨૬૯૫

## પ્રસ્તાવના.



આ ઉપરથી સરવે સજ્જનોને વીનંતી કરૂં છું કે આ રીતે કોઈ પણ દેખી પેખીને કજોડું કરશો નહી ને આ કરવાથી એના મા બાપને કેટલું દુખ થયુ ને વળી કુટંબનો નાશ થયો વાસ્તે આ પ્રમાણે નહી કરો એવી આશા છે.

સહી.

ઠકર. શીવલાલ કેશવવાલ

મેસાણાના.

# કજોડા દુખદર્શક ફારસ.

—∞—

## પ્રવેશ ૧ લો.

પાત્ર.



મનસુખશેઠ. તેનો ગુમાસ્તો મગન તથા શેઠાણી શેઠની સ્ત્રી વીગેરે.

સ્થળ મનસુખશેઠનું ઘર.

મનસુખશેઠ—અલ્યા મગન આમ આવની તારી શેઠાણીને બોલાવ ને તું આટલી વાર કયાં ગયો હતો.

મગન--શેઠજી ઉઘરાણી ગયો હતો તે પાંશરો હેંડયો આવ્યો છું.

•મનસુખ—ઠીક જા તારી શેઠાણીને બોલાવ.

મગન—શેઠજી રૂપીઆ દોઢ આપો છો ને વળી ઘરનું કામ બતાવો છો તેથી તમારી ગુમાસ્તી મારે કરવી નથી.

મનસુખ--ઠીક જા ડાહયો ન થા.

મગન—શેઠ આજ તો જાઉ છું પણ હવેથી નહી જાઉ. મગન શેઠાણીને બોલાવી લાવે છે. (શેઠને) શેઠ આપણી શેઠાણીને બોલાવી લાવ્યો જુવો આ આપણી શેઠાણી આવ્યાં.

મનસુખ—અલી તું કયાં ગઈતી?

શેઠાણી—હું તો જરા બાહારે ગઈ હતી. પણ તમે કયાં ગયા હતા એતો કહો.

મનસુખ—અલી આજે હું બજારમાં ગયો હતો ત્યાં કેટલાક વેપારીઓ મળી વાતો કરતા હતા કે મન સુખશેઠના ઘરમાં ખાવાનું ખુટયું કે છોડીને વરસ ૧૫ થયાં પણ પરણાવતા નથી.

પરસન—(શેઠની વહુ) ઓહો! ઓહો! શું છે તે બધાને ત્યાં થાય છે કે આપણે ત્યાંજ નવાઈ છે. પણ આપણો રવચંદ કયાં ગયો.

રવચંદ—બાપા હું નીશાળે જઈ આવ્યો.

મનસુખ—બેટા રવચંદ જા પેલા ઉમીઆશંકર બ્રામણને તેડી લાવ. અલ્યા મગન તું પણ રવચંદના સંગાથે જા.

મગન—મારી ભુત જાણે કે ઉમીઆશંકર બામણ ક્યાં મુવા હશે. મારા તે શા ભોગ લાગ્યા તે તમારા બેગો રહયો.

મનસુખ—જા શીકાંટે. પટેલીઆના વાસમાં રહેછે

તડીને વેહેલો આવજે.

મગન તથા રવચંદ--એ હારૂ. (એમ કહી જાયછે).

રવચંદ--ઉમીઆશંકર બ્રામણને બોલાવીને બાપા એ બાપા આ ગોર આવ્યા.

ઉમીઆશંકર ગોર--કેમ શેઠ આજે અમારૂં શું કામ પડ્યું કે જેથી મારે સંધ્યા છોડીને આવવું પડ્યું.

મનસુખ--મહારાજ અમારી છોડી ચંચળ ઘણી મોટી થઈ છે વાસ્તે એના સારૂ વેવીશાળ કરવાનો છે વાસ્તે તમો સોધી લાવો ભણેલો ને વીસ વરસનો ને રૂપવાન ને હુશીયાર સોધી લાવજો. પણ વેલા આવજો હો!!

ઉમીઆશંકર બ્રામણ--વારૂ શેઠ જાઉ છું (જાયછે) રસ્તામા વીચાર કરેછે કે વીસ વરસનો કદાપી ન મળે તો દસ દસ વરસના બે લાવું એમ શેઠને પુછી જાઉં.

ઉ૦ બ્રામણ--શેઠ એ શેઠ- શેઠ એ સેઠ-

મનસુખ--કેમ વળી પાછા આવ્યા. વળી શું કાંઈ ભુલ્યા કે શું.

ઉમીઆશંકર--ભુલ્યા તો કંઈ નથી પણ શું કે રીએ જજમાનનું કામ વાસ્તે અમારે કર્યા વગર ચાલે. અમારે તો જજમાનનું જેમ સારૂ થાય એમ કરવું.

મનસુખ--કહો શું કહોછો.

ઉ૦ બ્રા૦--જુવો હું તો એ કહુ છું કે કદાપી ચાર દીશ ફરી વળુ ને એવો વીસ વરસનો સુરતીઓ ન

મળે તો દસ દસ વરસના બે લાવું કેમ શી મરજી છે તમારી મરજી પ્રમાણે કરીએ.

મનસુખ—આ શું મહારાજ શું બોલોછો.

ઉ૦ બા૦—શેઠ હું તો ખોટુ કહેતો નથી જાણો કે દાપી બધે ફરી વળ્યો પણ વીસ વરસનો મુરતીઓ ન મળે તો દસ દસ વરસના બે લાવું કે નહી.

મનસુખ—વારૂ માહારાજ જમ તમારી નજરમાં આવે તેમ કરજો. પણ વેલાસર આવજો.

ઉ૦ બા૦—એ હારૂં. (જાય છે)

---

## પ્રવેશ ૨ જો.

પાત્ર. વીરચંદનું ઘર.

વીરચંદ—અલી એ મારી અલી તું અહીં આવ.

દીવાળી—એ આ આવી.

વીરચંદ—અલી તું કયાં ગઇતી.

દીવાળી—હું તો જરા દરસન કરવા ગઇ હતી પણ વારૂ તમે કયાં ગયા હતા.

વીરચંદ—હું પણ દરસન કરવા ગયો હતો.

દીવાળી—વારૂ એતો ઠીક પણ આપણો કરમચંદ કયાં ગયો છે.

વીરચંદ—મને શી ખબર તારી સાથે હતો ને.

કરમચંક—બાપા એ બાપા મને તો કુંતડો કરડો.

વીરચંદ—બેટા તને કુંતરો કયાંથી કરડો.

કરમચંદ—આપણા ફલીઆમાં ભમતા હતા ત્યાંથી કરડો. અલલલ બલતલા બળે છે.

દીવાળી—બેટા તે કુતરાને કાંઈ કહ્યું હશે.

કરમચંદ—મેં તો કાંઈ કહ્યું નથી.

દીવાળી—કહ્યા વીના તે કરડે.

કરમચંદ—બાપા મીતો એમ કહ્યું કે કાલીઓ કુંતરો, વાલીમા મુતલો, બાવાજી બોલાવે સે સે કાલીઆ તું તું. એમ કહ્યું કે આવતાંને કલો.

વીરચંદ—જા દવાસાળામા જઈ દવા ચોપડાવી આવ ને વેલો આવજે.

વીરચંદ—અલી એ અલી જોને બારણે કોણ ધાંટા પાડે છે.( જોઈ આવીને)

દીવાળી—એતો કોઈ બ્રામણ છે.

વીરચંદ—કોણ બ્રામ્ણ છે બોલાવ.

દીવાળી—માહારાજ અહી આવો. (આવેછે)

વીરચંદ—કેમ મહારાજ અમારા જેવું કામ હોય તો કહો.

બ્રામણ—શેઠ તમારા જેવુંજ કામ પડયું છે.

વીરચંદ—કહો શું કામ પડયું છે.

બ્રામણ—શેઠજી હું ઉજેણીમાંથી આવ્યો છું ને

વેવાઈસાળ લાવ્યો છુ તમારી મરજી હોય તો મનસુખ શેઠને ત્યાં એક છોડી છે.

દીવાળી---માહારાજ કન્યા કેટલા વરસની છે.

બ્રામણ—પંદર વરસની ને ભણેલી ને હુંશીઆર છે. જો તમારી મરજી હોય તો કરીએ, પછે તો તમારી મરજી આપો.

દીવાળી--માહારાજ અમારે ત્યાં ઘણાએ નાળીએર આવી ગયાં પણ કોઈને હા પાડી નથી. તમારી મરજી છે તો નાળીએર લઈએ છીએ.

બ્રામણ—શેઠજી મને રસ્તામાં ભુખ લાગવાથી નાળીએર તો ખાઈ ગયો છુ પણ રૂપીઓ છે તે લો.

(રૂપીઓ આપે છે)

વીરચંદ—માહારાજ કરમચંદના ગ્રહ જુવોને. (જુવે છે)

બ્રામણ—બહુ હારૂં. શની ઉડયો, રવી કુંદયો શેઠની પાઘડીએ મંગળ બેઠો છે.

બ્રામણ—શેઠ તમારી પાઘડીએ મંગળ બેઠો છે.

વીરચંદ—શેઠાણી માહારાજને કંકુના કરાવો.

બ્રામણ—બહુ સારૂ થયું કે નગરશેઠ વીરચંદને ત્યાં વેવીસાળ નકી થયા. માટે હવે માલો.

દીવાળી--વેવઈશાળ તો કર્યાં પણ ભાઈ તો કાળો અક્ષર કુટી મારે છે. માટે તેનું શું કરવું.

કરમચંદ— હેં હેં શું.

વીરચંદ—કરમચંદ નીશાળે જાઓ.

કરમચંદ—ના નહી જવાના મારો મા આવે તો જઈએ.

વીરચંદ—જા જા એને મુકી આવ.

દીવાળી—મારૂં તો માથુ દુખે છે.

કરમચંદ—બસ બસ એમ કહે.

દીવાળી—ચાલ કરમચંદ ચાલ મુકી આવું.

કરમચંદ—તારે સું છે તે અમ તો નહી જઈએ.

દીવાળી—રડ્યા તારે સું ભણીશ નહી તો ભીખ માંગીશ. (જાય છે)



## પ્રવેશ ૩ જો.

### સ્થળ નિશાળ.

છોકરાઓને મેતા ભણાવે છે.

મેતા—છોકરાઓ ચુપ. (શેઠાણી આવે છે)

મેતા—કેમ શેઠાણી આજ તમારૂ આવવું થયું.

શેઠાણી—માહારાજ આજે તો અમ આવ્યા છીએ પણ કરમસંદ શું શીખ્યો છે.

મેતા—શેઠાણી વીસે આંક પુરા,

શેઠાણી—વારૂં એક બે પલાખ પુછો જુવાન.

મેતો—કરમચંદ આમ આવ. બોલ ત્રણ દુ.

કરમચંદ—ત્રણ દુ.

મેતો—એક સવાયું.

કરમચંદ—એક સવાયું.

મેતો—એકાવન પુરું.

કરમચંદ—મા એ મા. એકાવણું પાણી કયે હાંડા હું નવરાયો હતો તે આવડે.

દીવાળી—માહારાજ જો તમારાથી મારા કરમચંદને ભણાવી શકાય એમ હોય તો ઠીક નહી તો ના કહો કેમ શો વિચાર છે.

મેતો—શેઠાણી તમારો કરમચંદ ગભરાઇ ગયો છે વાસ્તે બોલતાં શરમાય છે.

કરમચંદ—હા હા મા ખડી વાટ છે ગભડાનો છું.

શેઠાણી—વારૂ માહારાજ પણ હવે એના વેસવાળ કર્યાં છે વાસ્તે જેમ બને તેમ જલદીથી ભણાવજો.

મેતો—શેઠાણી તમારા કરમચંદને પોપટ કરી આપું તો ખરી વાત પછી કેમ.

શેઠાણી—વારૂ મહારાજ (જાય છે).

મેતો—બે દુ.

કરમચંદ—ચાર.

મેતો—બે દોઢાને.

કરમચંદ—બે દોઢાને ત્રણ.

મેતા—હવે કેમ આવડયું.

કરમચંદ એતો માર મોએ ભુત પણ બીએ.

મેતા—અલ્યા કરમચંદ હું જરા છોકરાને બોલાવીને આવું છું તું તારો પાઠ યાદ કરજે હો. ( જાય છે )

કરમચંદ—આવો છોકરાઓ આપણ એક રમત રમીએ. એક સવાયું સવા, મોર બેઠો લવા, મારને કાને કડી, બે સવાયા અઢી. એક ડોઢું દોઢ, લવાર બેઠો કોઢ, લવારની છોડી પરણી, બે ડોઢાને ત્રણ. એક અઢીઉ અઢીએ, આવો કુકડા લડીએ, કુકડની ભાગી ચાંચ, બે અઢીયાના પાંચ. (એવામાં મેતાજી આવે છે)

મેતાજી—કેમ કરમચંદ મસ્તી કરી કે એમ કહી લાત મારી કે કરમચંદ મેતાની પાઘડી લેઈને ઘેર નાશી ગયો.



## પ્રવેશ.૪ થો.

### સ્થળ ચંચળનું ઘર.

ચંચળ—રાત્રે પોતાના શયનગ્રહમાં સુતીછે ને ભયભીત સ્વપનું આવવાથી ચીંતાતુર થઈ ગાયન કરે છે.

લલીત.

અરર ઓ પ્રભુ હું શુ રે કરૂં, દુખીઆરી થઈ ઝુરી હું મરૂં;
અરર ઓ પ્રભુ કોને કહું, પતી વીના હું કયાં લગી રહું.

અરર એ પ્રભુ કયાં સુધીરે દુખ, પતી મેળવી આપો
મને સુખ;
જોબન માહરૂં એળેરે જાયછે, અરર એ પ્રભુ વૃથા થાયછે.

ગીતી.

જોઉ વાટ પીયુની, આજ પતી મમ કાજ તો લાવે;
નહી આવે જો પીય, નીશ્ચે મારો પ્રાણ તો જાવે.

ચંચળ—અરે મારા પીતાએ મને વર્ષ સોળ થયા છતાં મારા સગપણ કરવા વીશે વાત પણ કાઢતા નથી. ને મારો જોબન અવસ્થા ગયા બાદ શા કામનું પણ ખરૂખરી વાત કે ખોટી મારા પીતાએ બ્રામણને મોકલેલ છે તે જો આજે મારો પતી, સોધી નહી લાવે તો, મારે મારા જીવનો નાશ કરવો એમાં કાંઇ સંસય નથી. હે પરમેશ્વર શું આ તમોને સારૂં ગમે છે. પણ ના, નહી. આવું ગેરવ્યાજબી થવુ ન જોઇએ. હર હર પરમેશ્વર તને ગમે તે ખરૂં એમા મારો કાંઇ ઉપાય નથી.

(મોતી ચંચળની સખી આવીને)

મોતી—( સ્વગત ) કેમ મારી વાહાલી સખી ચંચળ આજ તારૂં દીલ ઉદાસીમાં દેખાય છે. તે મને તારા દીલની વાત જલદીથી કહે.

ચંચળ—( ઉદાસીમાં ) અરે મારી વાહાલી પ્રાણપ્યારી બેન મોતી મારા દુખની તને કયાં કાંઇ ખબર નથી મને શું પુછે છે.

મોતી—અરે બેન મને જો ખબર હોય તો તને શા કારણથી પુછુ તે કહેને.

ચંચળ—મારી વાહાલી સખી તું મને વારંવાર સીદ પુછે છે. મને વારંવાર પુછવાથી મારૂં દીલ ઘણું એક ઉભરાઇ આવે છે પણ શું કરૂં મારી પ્રીય સખી મારા દુખમાં ભાગ કરનારી છે વાસ્તે તને કહું છું. બેન મને આશરે વરષ સોળ થયાં પણ મને મારા પીતા પરણાવતા નથી. હવે મારાથી પતી વીના રહી શકાતું નથી.

મોતી—અરે બેન તું શા કારણથી ઉદાસી દીલમાં ધરે છે. તારા પીતાએ બ્રામણ મોકલ્યો છે ને તે બ્રામણ સીદ્ધ કામ કરી આવ્યો છે વાસ્તે ચીંતા ન કર, પરંતુ તું કહે છે તે ખરી વાત છે કે ઉમર થઇ કે સ્વામી વીના કેમ ચાલે. જોને મને પણ પરમેશ્વરે રંડાપો આપ્યો તથી હું પણ તારી ગોડે ઉદાસીમાં રહુંછું પણ એર મગનલાલની દોસ્તી કર્યા કેડે મને ઉદાસી નથી. ને હું તથા મારો પ્રાણ પ્યારો મગન બે જણ એક વખત ગામમાંથી ગયા હતાં પણ વાત જાહેર થવાથી પાછાં આવી રહ્યાં છીએ.

ચંચળ—અરે માહારી વાહાલી સખી તેં આવું કામ કર્યું ધીકાર છે તારા જીવતરને જા તારૂં મોડું માર જોવું નથી. (આટલું કહેવાથી મોતી જાય છે

## પ્રવેશ ૫ મો.

### સ્થળ વીરચંદનું ઘર.

વીરચંદ—અલી હજુ કરમચંદ કેમ નહી આવ્યો વારૂ ( આવે છે ).

કરમચંદ—બાપા એ બાપા મેતાજીએ પાઘડી બંધાવા મુંકયો છે.

દીવાળી—બીજા છોકરાં કયાં ગયાં કે તને મુકયો. ( મેહેતો આવે છે )

દીવાળી—મેતાજી કરમચંદને પાઘડી બંધાવવા મોકલ્યો છે તેને તેડવા આવ્યાછો કે શું.

મેતો—શેઠાણી કરમચંદને પુછો તો ખરા કે પાઘડી બંધાવા આવ્યાછો,

દીવાળી—કેમ કરમચંદ.

કરમચંદ—ના એતો હમઃ હમઃ

દીવાળી—માહારાજ તમારી પાઘડી લઇ જાઓ ને કરમચંદના વરઘોડામા વેહેલા આવજો.

મેહેતો—મેહેતાના તે કયાં ભોગ લાગ્યા છે.

વીરચંદ—અલી તું અહી આવ ને તું ફજી કેમ રહીછુ.

દીવાળી—માહારાજ તમો કયાથી આવ્યા ને કન્યાને કેટલા વરસ થયાછે ને લગન આડા ત્રણ દીવસ બાકી છે.

કરમચંદ—હાહા બાપા પલાવવાની વાતતો ભુલી ગયા કે.

દીવાળી—જા જા રડયા પરણી આવ જા.

કરમચંદ—મા તું ન આવે તો, ગીત કોણ ગાય.

દીવાળી— કરમચંદના બાપા તારે કન્યાના વાસ્તે ઘરેણું જોઇએ તો વાસ્તે તેનું શું કરયું.

વીરચંદ—તે તારે સી ફીકર છે તું તારે જાને પેલા અમથા સોનીને કહ્યું છે ત કરી આપશે. પણ જા તું નોતરાં આપી આવ.



## પ્રવેશ ૬ ઠો.

સ્થળ રસ્તો.

બ્રામણ—હાથીશેઠ એ હાથીશેઠ

હાથી—કેમ લપા કેમ

બ્રામણ—તમારે ત્યાં નોતરાં છે

હાથી—કોના ઘરનાં.

બ્રામણ—વીરચંદના ઘરનાં.

હાથી—તેમને ત્યાં સું છે.

બ્રા--તેના છોકરા કરમચંદનું લગન છે.

હાથી--ક્યાં આગળ.

બ્રા—માતાની વાડીમાં વેલા આવજો.

હાથી--બહુ સારૂં.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ મનસુખ શેઠનું ઘર.

ઉમીયાશંકર ભ્રા—શેઠ એ શેઠ જાન આવી છે, જુઓ તમારો જમાઇ જોયો પુનમનો ચાંદ.

મનસુખ—આવો વેવાઇ આવો જાવાર જવાર જવાર.

કરમચંદ—સસલામી સલામ સલામ છે (ઝાલીને)

બ્ર—લગ્નની સામગરી તઇયાર છે વાસ્તે વરનો મામો કોણ છે તેને બોલાવીને તઇયાર કરો.

વીરચંદ—હારૂં મંહારાજ તઇયાર છે.

કરમચંદ—બાપા એ બાપા આપની બાયડી કાં છે.

વીરચંદ—ગેસ છાનોમાનો.

બ્રાહ્મણ પરણાવે છે તે શ્લોક બોલે છે,

( કરમચંદને ) બ્રાહ્મણ—હાથ જોડો સેઠ હાથ જોડ માંથું ફોડ, ચારે દીસે ચાર ઇટાળાઃ નાંખ. તર ભાણામાં થુંકો ને મારૂં સીધું હેઠું મુકો સ્વાહાઃ

બ્રા—વર મગ કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો હોમ સ્વાહાઃ ચાલો હવે બેઠા થાઓ ફેરા ફેરવી ને જનીવાસે જાઓ. ( ફેરા ફેરવે છે ને બાઇરાં ફટા ણાં ગાય છે

ગીત ૧ લું.

અમે આવ્યાં ત્યાં રંભ બેર રમવારે,
અમે આવ્યાં ત્યાં પરસન વહુને જોવારે;

એના જોયામાં શું જોયું રે,
એના હોઠ કાળાને દાંત રાતા;
છીનાળ વહુ મેશો પાતરના ચાળારે,

ગીત ૨ જું.

લાડી લાડો જમેરે કણસાર કે,
ઉપર પરસન ઢળવળેરે;
દીકરી„મને આંગળી ચટાટડકે,
કંસાર કેવો ગળો લાગેરે;

ગીત ૩ જું.

સોળ વરશની સોમલી ને,
ફેરા ફરતાં ના આવડયા;
આજ કાલના કરમચંદને,
ફેરા ફરતાં આવડયા.
( પરણી રહયા કેડે.જાનને વીદાય કરેછે.)

ગીત ૪ થું.

સોનાનું સલેકડું ને, વાયરે ઉડયું જાયરે;
વેવઇ તારૂં નાક વડાયું, જાન ભુખી જાયરે;
ભુજે માર્યાં ભુંય સુવાર્યાં, ચાંચણીએ ચટકાવ્યાંરે;
ખીચડીના ઢુંદા વાસ્તે, ખરા બપોરે કાઢયાંરે. વેવઇ૦

(જાય છે)



## પ્રવેશ ૮ મો.

સ્થળ ઘર.

કરમચંદ—આ તમને હું પગે લાગુછું.

દીવાળી--બચ્ચા ઘરડો થા.

( કરમચંદ—એની બાયડી તરફ જોઇને. )

કરમચંદ—લે માલી બાયલી હું તારા પગે લાગુ છું.

દીવાળી—અલ્યા કરમચંદ આ શું કરેછે બાયડીને કોઇ પગે લાગતું હશે કે.

કરમચંદ—મને સી ખબર હું કઇ પરણો તો તે.

દીવાળી--જા બેટા તારા કાકાને તારા દાદાને પગે લાગી આવ.

કરમચંદ—હું એકલો જાઉ કે. (જાય છે)

ચંચળ—સાસુજી હું તમને પગે લાગું છું.

દીવાળી—ટાઢું પેટ વરતુ પીયર ચંચળ વહુ દીકરા જણોને ઘર ભરો.

ચંચળ—સાસુજી હવે તમારે ઘરનો કસી ફીકર ચીંતા રાખવી નહી ને હું બધું કામ કરીશ. ( કરમચંદ આવે છે ને )

દીવાળી—કરમચંદ તારી વહુ કહે છે તે હું તો કાંમ નહી કરૂં.

કરમચંદ—એ લાનનીના શા ભારછે, આ ધોકાએ આમ મારૂં (મારેછે)

દીવાળી—તારૂં નખોદ જાય તું કેમ મારેછે મેરને જઈ તારા બાપને કેવા દેને. (કહે છે)

વીરચંદ—કેમ કરમચંદ તું મારે છે કે બાયડીને બાળીને ફાટી ગયો છે.

કરમચંદ—બાપા મારી બાયે કહ્યું કે કરમચંદ તાલી બાયડી કામ નથી કરતી તાલે મેં કહ્યું એ લાલા સા ભાર સે ગધાલીને આમ માલું. (મારે છે)

વીરચંદ—તારૂં નખોદ જાય ફાટો કે શું.

કરમચંદ—જાઓ તમાસા ઘરમાં ખાય તે હલામ ખાઅ અમોને ભાગ આલો કે જુદા લઈએ.

---

## પ્રવેશ ૯ મો.

### સ્થળ સેતંગ.

ચંચળ—

લલીત.

અરરર ઓ પ્રભુ હાય હાયરે,
નસીબ માહરૂં ફુટ્યું ત્યાંપરે;
ધડ ઉખેડીને સીસ કાપીયાં,
સુખ ભુલાવીને દુખ આપીઆં;
ખમી સકી નહી કામ સુજતો,
ઝડપે ગોઠવી દુખ ડોળતો;
પીતા વીના કહે બાલને સહુ,

અરર કંથરે હુ સુંરે કહું.

( સ્વગત ) અરરર હે પ્રભુ દીન દયાળ શીવ શીવ ભવીસ કાળ હોય તેમાં કાંઇ ફરક પડતું નથી માટે હવે શોક કરવાથી શું વળવાનું છે, ઓ ભગવાન મારી વારે થા.

કરમચંદ—માઇ ડીયર તું કયાં ગઇ હતી.

ચંચળ—મારા પ્રાણનાથ હું પાણી ભરવા ગઇ હતી.

કરમચંદ—અરે લાંડની પ્રાણનાથ કોને કહે છે.

ચંચળ—મારા વાહાલા, તમે આમ શું કરો છો.

કરમચંદ—આવ મારી વાહાલી આવ.

ચંચળ—મારા વાહાલા પતી તમે આમ શું કરો છો તમોને ઘટીત છે.

કરમચંદ—અરે લાંડની પ્રાણનાથ તો તારો બાપ પણ બંદાતો તારા ભાયલા છે.

ચંચળ—આવો મારા ભાપડા આવો.

કરમચંદ—અરે લાંડની મારા પગ દાબને (દાબેછે).

ચંચળ—મારા વાહાલા પતી આ પગે શું થયું છે.

કરમચંદ--એતો કુતરો કરડોતો (એમ કહી રડેછે).

ચંચળ—અરે મારા મા બાપે કુવામાં ઉતારી છે માટે હવે શું કરવું. જે ઇશ્વર દાહાડા આપે તે સેહેવું ણ શું કરવું ( એમ કહી રડે છે ).

રાગ સીતાજીના મહીનાનો.

મારો પ્રાણપતી નાહાનું બાળ, હવે હું શું કરૂં;
માહારૂં જોબન એળે જાય, ઝુરીને હું મરૂં.
હું તો થાકી પ્રભુરે આવાર, સાસુ મારી દુષ્ટ છે;
મારી માને શી કહું પેર, પીતા તો કનીષ્ટ છે.
જેથી સારૂં પીતાનું થાય, એવું દીલમાં ધરે;
પણ ન જુવે નાતને જાત, ખોળો પોતાનો ભરે.
હવે શું રે કરવું આજ, જીવીને માહરે;
દેસ ગણું પીયરની માંહ, હું જઈશ તાહરે;

ચંચળ—અરે પ્રભુ હવે હું સું કરૂં પીતાએ પોતાનો સ્વારથ જોઈને મને પરણાવી, પરંતુ માહારાથી આવું દુખ સેહેવાસે નહી. ( દીવાળી આવે છે ).

દીવાળી—કેમ કરમચંદ કેમ રડે છે.

કરમચંદ—આ લાંડની મને મારે છે.

દીવાળી—આ પરમાણે અત્યારથી થાય છે તો હજુ આગળ શી રીતે નભસે વાસ્તે ચંચળ વહુ તમો તમારે પીયર જાઓં. કારણ કે તમારા પીતાએ બ્રામણ ને મોકલો છે વાસ્તે પીયર જાઓ.

ચંચળ—સાસુજી હું જવાને ખુશીછું પણ મારી એક વીનંતી સાંભળો કે તમોએ મને તો કુવામાં નાખી પણ આ પરમાણે કોઈ બીજીને ફંદામાં નાખસો નહી. ને હુ તમોને કહુંછું કે તમારૂં નખોદ જાજો ( એમ કહી જાય છે ).

કરમચંદ—આ મારી બાયલી ગઈ માટે બીજી પરનાવ.



## પ્રવેશ ૧૦ મો.

બ્રામણ—કોણ ચંચળબાઈ.

ચંચળ—હા ભાઈ તું ઠીક થયું કે આવ્યો તને ઈશ્વરેજ મોકલ્યો માટે હવે ચાલો આપણે ઘેર જઈએ. ( જાય છે. )

પરસન—સાંભળોછો કે આપણી ચંચળના કાંઈ સમાચાર ન આવ્યા.

મનસુખ—ઠીક હવે છોડી તો સાસરેજ સારીજ.

( ચંચળ તથા બ્રામણ આવે છે તેને જોઈને.

પરસન--કોણ મારી વાહાલી ચંચળ તું આવી બા કે, લે ઠીક થયું કે આવી.

મનસુખ—કેમ ચંચળ તુ સાસરામાંએ જપી નહી કે.

ચંચળ—ધીકાર છે તમારા જેવા માબાપને કે આ પરમાણે પોતાની છોકરીઓને કુવામાં નાખે છે.. અરે પીતાજી હું શું કરૂં ધણી નાનો, સાસુ કરક, નણંદી નઠારી. માટે આ દુખ મારે કોને કહેવું, અરે માહારા દુરભાગ્ય નસીબનો વાંક કાઢવો. એમાં કોઈનો વાંક નથી. કેહેવતમાં પણ કહ્યું છે કે,

દુહો.

ઓછે કુળે અવતરી, દુખ તણો નહી પાર;
વણ મોતે મરવુ પડે, લેખ લખ્યા કીરતાર.

( ધીકાર છે મારા જીવતરને હવે મારે જીવીને શું કરવું એમ કહી મરે છે. )

પરસન—અરે માહારી વાહાલી પુત્રી તુ મને છોડીને કયાં ગઈ હવે મારે જીવીને શું કરવું માટે હું પણ તારી સંગાથે આવુ. ( મરે છે )

મનસુખ—અરે ધીકાર છે આ રીવાજને ને ધીકાર છે આ જીવતરને અને ધીકાર છે પેલા નીચ બ્રામણને, કે પોતાના ખીસાં ભરો મારો છોકરીને દુખમાં નાખી તેથી કુટુંબનો નાશ થયો માટે હવે મારે પણ જીવવું યોગ્ય નથી, પરંતુ મારી એક વાત છે તે હે સદગ્રહસ્થો સુધન લોકો આ દાખલો જોઈ છોકરા છોડીનો વેવીસાળ કરતાં પેહેલો વીચાર કરીને કરવું કે જેથી આ પરમાણે દુખ ન થાય. હવે મારે જીવીને શું કરવું. ( એમ કહી મરે છે ) ( પાત્રો સર્વ મળીને ) ખેલ પુરો થયા બાદ

## રાંગ કલ્યાણની ગજલ.

પ્રીયા પ્રીતે તરો, સાહાસ નવ કદી કરો;
કજોડા દુખ દરશક ફારસ દીલમાં ધરો. પ્રીયા૦
મસાણાનો રહીસ હું છું, મગોઠમાં છે ધામ.

અછદીય જ્યાતી ઠાકર હુંછું, સીવ સંભુ માહારૂં નામ. પ્રી૦
હે સદગૃસ્તો કીધો પુરણ, ખાંતે ભજવી ખેલ;
ભુલ ચુકની માફી દેસો, નીતી માટ રચેલ. પ્રીયા૦
તસ્દી લેઇ તમો પધાર્યા, એ ઉપકાર અમાપ;
પધારસો પ્રીતથી ગૃસ્થો, અન્ય ખેલમાં આપ. પ્રીયા૦



# જાહેર ખબર.

સુરવે દેશી સજનોને હું વીનંતી કરૂંછું કે અમારે ત્યાંથી સંકરકત નામનું પુસ્તક ઓછી કીમત એટલે ફક્ત છ આનાથી આપવામા આવસે. પરગાનવાળાને ટપાલ ખચ નોખું, નાટપેટ કાગળ લીધામાં નહી આવે ને જેને આ ચોપડીઓ મંગાવવાની જરૂર હશે તેઉ સાહેબોએ નીચેના સરનામાથી પત્ર લખવો. સામટી રાખનારને ફાયદેસર આપવામાં આવશે.

ઠાકર. શીવલાલ કેશવલાલ સહી.

મેસાણા.